૭૮૬ હુવલકુલ યામોઇન.

# હાદીએ આલમ

## રેહમતુલલિલ આલેમિન



કર્તા :

કાઝી અબદુલ મજીદ કુરશી

પદ્દી જીલ્લે લાહોર



અનુવાદક:

મી બાનવા



પ્રસિદ્ધ કરનાર :

નિદાઊલ ઇસ્લામ અલીમિયાં [illegible]શાહ નિઝામી

કડીઆકુઇ : અમદાવાદ.



અંગ્રેજી, ગરદુ—[illegible] તકરીરે સિરત મ[illegible]ટે લ[illegible]ા

દફતરે ઇશા અને સિરત પદ્દી જીલ્લે [illegible]હોર

# નઝર ( અર્પણ )

મુસલમાનો કે પાસ એકહી ચીઝ હે જો અપનો ઓર-ગેરોં પર ઇસ્લામકી મોહબ્બતકા દરવાજા ખોલ સકતી હે ઓર—વોહ હઝરત મોહંમદ ( સ. અ. સ ) કા ઉજુદ. થા. ઉજુદ હે ઇસી ઉજુદે મુબારકકો ખુદાવંદે પાકને દુન્યા કે લીએ. ઉસવએ હસ્ના કરાર દીયા હે ઓર ઇસી હયાતે અકદસકો દુન્યાકે સામને પેશ કરનેકે લીએ ખુદ હુઝુરને બલ્લેગુઆની કા હુકમ સાદીર ફરમાયા. પસ ઇસ દુન્યામે ઇસસે બડી કોઇ ખિદમત વ નેકી નહિ હે જો બનીએ નવ ઇન્સાન મેં હુઝુરકે અખલાકકી ઇશાઅત કીજાએ.

અલ્લહમદોલિલ્લાહ ઇસબાત કો પુરા કરને કે વાસ્તે આજ ઉસ હરમેનુશ શરીફેન સૈયદ જલાલોદીન વલંદ છે. સૈયદ સૈયદ મિયાં સાંહેબ કાદરી. સાબીક એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ [illegible] નક-બાંલોહુ કી ઇમદાદ વ કોશીશસે છપવાને કા મોકા મીલા ઇસલીએ મેં ઇસ રિસાલે કો સાહેબે મોસુફ હમદર્દે ઇસ્લામ વ બુઝુર્ગે કોમ ઓર ફરઝંદ ખાનદાને નબુવત કે નામ મનસુબ કરતા હું તાકે મુસ્લિમ ઓર ગેર મુસ્લીમ ઇસ ઉસવેએ રસુલકો પઢકર ઉનકે અખલાક ઓર હયાતે મુકદદસ કા મુતાલા કરે ઓર ફાયદા ઉઠાએં ઓર ઇસકારે ખેરકી મદદ કરનેવાલોંકો દુઆએ ખેરસેયાદ ફરમાએં આમીન.

નિદાઉલ ઇસ્લામ

**મોલવી. અલીમિયાં કુરબતી શાહ નિઝામી**

કડીયાકુઇ **અહેમદાબાદ.**

# ઝરૂરી ગુઝારિશ.

ગુઝીસ્તાયોમુન્નબી કા કામ મુસલમાનાને હિન્દુસ્તાન કે સામને હે. મુલ્કકે તુલોઅરઝમેં હઝારહા જલસે હુવે. તકરિરે સિરત છપી પંદરા ઝબાનોમેં ઇસકા તરજુમા હુવા, ઓર તમામ તરજુમોંકી તીન લાખ કાપીયાં મુસ્લીમોં ઓર ગેરમુસ્લીમોંમેં તકસીમ કી ગઇ, યેહ મુનઝઝીમ ઓર અઝીમ કોશીશ જો ગુઝસ્તા સાલ ઇશાઅતે સિરત કે લીએ અમલમેં આઇ. તારીખે હિંદમેં અપની મીસાલ નહિ રખતી.

મુસલમાનોકે પાસ એકહી ચીઝહે જો અપને| ઓર ગેરાંપર ઇસ્લામકી મોહબ્બતકા દરવાજા ખોલ સકતીહે, ઓર યેહ ચીઝ હઝરત મોહંમદ સલલ્લાહો અલેહે વ સલ્લમકા વજુદબાવજુદ હે. ઇસી વજુદ મુબારકકો ખુદાવંદેપાકને દુન્યાકે લીએ અસ્વએ હસના કરાર દીયાહે, ઓર ઇસી હયાતે અકદસકો દુન્યા કે સામને પેશ કરને કે લીએ ખુદ હુઝુરને બલ્લેગુઆનીકા હુકમ સાદીર ફરમાયા. પસ ઇસ દુન્યામે ઇસસે બડી કોઇ ખીદમત ઓર નેકીનહિ હે. કે બનીનવએ ઇન્સાન મેં હુઝુરકે અખ્લાક વ આમાલકી ઇશાઅત કી જાએ

ગુઝસ્તા સાલ યેહ તેહરીક સિર્ફ હિન્દુસ્તાનતક મેહદુદથી. ઇસ મરતબે તમામ ઇસ્લામી મમાલીકકો ઇસમેં શામીલ હોનેકી દાવત દીગઇ હે. હમ ચાહતે હેં કે ઇસ કુએ નાતમેં એક એસા દીન પેદા કિયા જાએ, જો ખાલેસ તન ઉસ્વએ રસુલકી ઇશાઅત કે લીએ વકફ હો. ઉસ દીન આઠ ઓગષ્ટ સને ૧૯૩૦ ઇસ્વીકો તમામ કા એ નાતમેં સિરતે-નબવીકે ઊનવાન પર જલસે હોં. દુન્યા ભરકી ઝબાનોમેં તકરીરે સિરત કે તરજુમે કા ઇન તેઝામ કીયા જાએ જબ ૧૨ રબીઉલ અવ્વલકા આફતાબ તુલુહો. તો હર શહેરકે ફરઝંદાને ઉમ્મત ઉસવએ નબવીકી ઇશાઅતમે મસરૂફ હોજાએં. મુસ્લીમ નવજવાનો કે હાથમેં હરઝબાનકી તકારીરે સિરત કે બંડલ પકડે હોં, ઓર વોહ ઉનહેં સ્કુલોં, કાલેજોં, પાઠશાલોં, રેલગાડીયોં, મંદરોં, ઓર સરાઓં મેં ઇસ વુસઅતો કસરત સે મુફ્ત તકસીમ કરેં કે યેહ તમામ જગત હુઝુર સૈયદે આલમ કે અખલાક વ અનવારસે જગમગા ઉઠે, ઓર વોહ તમામ બેખબરીયાં જો હુઝુરકે મુતેઅલ્લક ઇન્સાનોકે દીલોં ઓર દમાગોંમેં ભરી પડી હેં, બિલકુલ દુર હોજાએં.

સને ૧૯૨૯ ઇસ્વીકી તકરીરે સિરતકા ઉનવાન અખલાકે નબવીથા. ઇસ સાલકી તકરીરમેં હુઝુરકી મુસ્લસિલ ઝિંદગી બિયાનકી ગઇહે. ઇસ તકરીરકે અંગ્રેજી, હિન્દી, ગુરમુખ્ખી તરજુમોંકા ઇન્તિઝામ મેને કરલીયા, ઓર ગુજરાતી ઝબાન

કા યે તરજુમા જનાબ મોલવી અલીમિયાં કુરબતી શાહ નિઝામી અહેમદાબાદકી મહેનત વ કોશિશકા નતીજા હે, કે આપને ગઇ સાલ સિરતેતકરીરકા ગુજરાતી તરજુમા દોહજારકી તેઅદાદમેં છપવાકર એક હઝાર નકલ તો હમકો અતાકી, ઔર એક હઝાર નકલ તમામ ગુજરાત વ કાઠિયાવાડમેં તકસમકી ઔર ઇસ સાલભી પુરી કોશીશકે સાથ ઇસ કામકો અંજામ દે રહે હેં. સાહેબે મમદુહ બોહત બોહત શુક્રીએ કે મુસ્તહિક હેં. હર ઈસ્લામી ભાઈકા ફર્ઝ હે કે ઇનકો મદદ કર કે ઇનકા હાથ બટાએં ફકત.

અબ્દુલ મજીદ કુરશી.

તા. ૨૪ મઇ ૧૯૩૦ ઇસ્વી. પટ્ટી. જીલ્લે લાહોર

---



# હાદીએ આલમ



ઇસ્લામ પહેલાં—અરબસ્તાન આફ્રિકા, એશિયા અને યુરોપ નામે ત્રણ ખંડની મદયમાં આવેલો છે. ઇસ્લામ પહેલાં જોકે અખિલ જગતમાં અંધકાર તથા અજ્ઞાનતા પ્રસરેલી હતી, પરંતુ અરબસ્તાનની હાલત સર્વેથી અધિક ખરાબ હતી, એમાં ત્રણે ખંડના અવગુણો જોવામાં આવતા હતા.

આ વિશાળ દેશ જેની લંબાઇ ૧૫૦૦ માઈલ અને પોહલાઈ ૧૬૦૦ હતી. તેઓ સર્વે સામાન્ય રીતે મૂર્તિ પૂજકો હતા; મનુષ્ય સ્વભાવના આથી અધિક હત્‌ ભાગ્ય શું હોઇ શકે છે કે ખાનએકાબાજ મૂર્તિ પુજાનું મુખ્ય ધામ હતું. તેમાં ૩૬૦ મૂર્તિઓ હતી. જેમાં હઝરત ઇબ્રાહીમ (અ) હઝરત ઇસ્માઇલ (અ) હઝરત ઇસા (અ) અને હઝરત મરીયમ (અ)ની મૂર્તિઓ પણ હતી. જંગલી વંશના સ્ત્રી પુરૂષો હજારોતી સંખ્યામાં અત્રે આવતા હતા, અને ઉઘાડા શરીરે મૂર્તિઓની પ્રદક્ષિણા કરતા હતા.

અરબસ્તાનની આજીવિકાનું સાધન તલવાર હતું. યુદ્ધ હમેશ ચાલુ રહે તેના માટે મુલકમાં અવનવા નવાઈ પમાડે તેવા કાયદા ફેલાયલા હતા. એક આ રિવાજ હતો કે કોઈને કોઈએ મારી નાંખ્યો હોય તો ખુનનો બદલો સામાવાલા કુટુંબનો એક પણ માણસ જીવતો રહે ત્યાં સુધી બદલો વળેલો ગણાતો નોહતો; પછી ભલેને એવા બદલામાં સેંકડો વર્ષો કેમ ન ગુજરી જાય ! વળી તેમની માન્યતા હતી કે કતલ થનારની રૂહ (આત્માં) જ્યાં સુધી તેનો બદલો ન લેવામાં આવે ત્યાં સુધી તે પક્ષી બની કતલ થયો હોય ત્યાં ઉડયા કરે છે.

આમ યુદ્ધ સામાન્ય બની જવાના કારણે અરબોના દિલો ઉપર અજબ પ્રકારના જંગલીપણાની છાપ પડી હતી. તેઓ ઉંઘતા હોય કે ગફલતમાં હોય ત્યારે શત્રુઓ ઉપર તુટી પડતા હતા. બાળકોને નિશાના બનાવી તીરોથી મારતા. હાથ પગ તથા બીજા અવયવો કાપી શત્રુને જમીન ઉપર નાંખી દેતા હતા, કે તડપી તડપીને મરી જાય. ગર્ભવંતીઓના પેટ ચીરી નાંખતા હતા. સ્રીઓ પુરૂષોનો ગુપ્ત ભાગ કાપીને બતાવતી, કતલ થએલનું લોહી પીતી, અને કાળજુ કાઢી ચાવી જતીઓ, અર્થાત નાના નાના બાળકોને કતલ કરી નાંખતા અથવા આગમાં લાવી નાંખતા.

આવી હાલતમાં દેશની સામાન્ય હાલત તથા તેમના જીવનનો અંદાઝો સ્વભાવિક રીતે થઇ શકે છે. પત્થરોને

ખુશ કરવા માટે માણુસોનું લોહી વહેવડાવવામાં આવતું નિર્દોષ નાના બાળકોને જીવતાં જમીનમાં દાટી દેવામાં આવતા. પિતાની મનકુહા (સ્ત્રી. નીકા કરેલી સ્ત્રી) પુત્રને વારસામાં મલતી હતી. એક માણુસ જોઇયે તેટલી સ્ત્રીઓ સાથે શાદી કરી લેતો હતો. શરાબ, ઝિના, જુગાર, વ્યાજ, ચોરી વગેરેનો ચારે બાજુ દોરો હતો. તેમનો વિવેક તથા નીતિ નાશ પામ્યા હતા. અરબસ્તાનનો નામાંકિત શાયર (કવિ) જે શાહજાદો પણ હતો. એક કસીદો (કાવ્યની જાત) લખ્યો હતો, તેમાં પોતાની ફોઈયાત બેન સાથે કરેલા વ્યભિચારનું વર્ણન ઘણું અભિમાન સાથે કર્યું છે.

અર્થાત આ તે કોમ હતી, જેમનામાં હઝરત મોહમદ (સ) પેદા થયા. તે સાથે આ વાત યાદ રહે કે આ કોમ બારલાખ માઇલના વિસ્તારમાં ફેલાયલી હતી, અને તેમના દીલો ઉપર જંગલીપણું, અજ્ઞાનતા વગેરે એ સેંકડો વર્ષથી પોતાની સત્તા બેસાડેલી હતી. તે વગર અન્ય કાંઇ નોતું.

પેદાઇશ—જ્યાં આગળ હાલ પવિત્ર મક્કા આવેલું છે, ત્યાં ચાર હજાર વર્ષ પહેલાં એક વેરાન અઘોર જંગલ હતું. ચારે બાજુ સુકા પહાડો હતા. વચમાં ખુલ્લી અને પત્થરાવાલી જમીન હતી, અને તેના ઉપર રેતી પથરાયલી હતી; પરંતુ કુદરતે આ નક્કી કરેલું હતું કે આ રેતીના રણમાં જગતને પ્રકાશિત કરનાર સૂર્ય ઉત્પન્ન થનાર છે.

હઝરત ઇબ્રાહીમ (અ) પોતાની વ્હાલી પત્નિ હાજેરા

અને એકલોતા પુત્ર ઇસ્માઇલ (અ)ને આ જંગલમાં લાવ્યા અને મુકીને ચાલ્યા ગયા. આ પવિત્ર વ્યક્તિઓના કારણે ત્યાં એક નાની સંખ્યામાં વસ્તી થઇ ગઇ. હઝરત ઇબ્રાહીમ (અ) પછીથી પધાર્યા, અને સઆદતમંદ પુત્રની મદદથી એક મસજીદ બનાવી; અને પ્રાથના કરી કે "હે ખુદા ! તું આ દેશમાં વસનારને રોજી પોહચાડનાર બન, અને તેમની હિદાયતના માટે તારો રસુલ મોકલ."

આ દુઆને અઢી હજાર વર્ષ પછી હજુર સરવરે આલમ ૯ રબીઉલ અવ્વલ [ તા. ૨૨ એપ્રિલ ઇ. સ. ૫૭૧ ] ની પ્રકાશિત સવારે આપ પેદા થયા. દાદાએ મોહમદ, માતાએ એહમદ નામ રાખ્યું. હજુરના પિતાનું નામ અબ્દુલ્લાહ, માતાનું નામ આમેના અને દાયાનું નામ હલીમા હતું.

બાળપણ—હજુરનું બાળપણ નિર્દોષ હતું. પેદા થયા પેલાં પિતાનો ઇન્તેકાલ થયો. અર્થાત પેદાજ થતાં. યતિમીનો મોતી સાથેજ લેતા આવ્યા. ચાર વર્ષની વય સુધી દાઈ હલીમાને ત્યાં રહ્યા, પછી માતા પાસે આવ્યા, અને છ વર્ષની વયે તેમની સાથે મદીનાની સફર કરી, અને ત્યાંથી પાછા આવતા હતા કે માર્ગમાં આપની માતાનો ઇન્તેકાલ થયો હવે આપના દાદા અબ્દુલમુત્તલીબે આપની સંભાળનો જુમ્મો લીધો. આઠ વર્ષના થયા કે દાદા પણ સંચર્યા, અને આપના સ્વતંત્ર સ્વભાવ પ્રમાણે ખુદાએ સ્વતંત્ર બનાવી દીધા.

દાદાના ઇન્તેકાલ પછી આપના કાકા અબુતાલીબે આપની સંભાળ રાખવાની ફરજ પોતાના જુમ્મે લીધી. તેમના દસ પુત્રો હતા, પરંતુ હઝુરનું બાળપણુ હઝુરની પેગમ્બરી માફક એટલું બધું અજોડ હતું, કે અબુતાલિબ સર્વે પુત્રો કરતાં આપને વધુ ચાહતા હતા.

આપ દસ વર્ષની વયમાં બકરીઓ ચારવા લાગ્યા આપની લગભગ ચાલીસ બકરીઓ હતી, અને કેટલીક આપના કાકાની. આ હાલત તેમને એટલી પ્રિય હતી કે ભાગ્યેજ ગામમાં આવતા હતા. બકરીઓનું દુધ ઘેર પોહચાડી દેતા હતા, અને આપ જંગલના ખુલ્લા મેદાનમાં કુદરતના ખોળામાં રહેતા.

તેર ચૌદ વર્ષની વયમાં આપે શામની સરહદ સુધી વેપાર અર્થે સફર કર્યો હતો. ત્યાં આપને આપનો દેશ તથા કોમની ખરાબ હાલતનું જ્ઞાન થયું. તેના થોડા સમય પછી ફુજાર નામે યુદ્ધ શરૂ થયું. તેમાં આપ કેટલીકવાર યુદ્ધના મેદાનમાં ગયા, અને નિર્દોષોનું લોહી વેહતું જોયું. આથી આપના નિર્દોષ અને દયાળુ દિલ ઉપર સજ્જડ અસર થઇ, અને આપ અમન કમેટી જે "હલ્ફે ફઝુલ" ના નામને મશહુર છે તેમાં સામેલ થયા, અને બીજા મેમ્બરોની માફક સુલેહશાંતિ ચાહનાર, મુસાફરો, મઝલુમોની હિમાયત અને ગરીબોને ઇમદાદ કરવાનું કામ ઉપાડયું.

**જુવાની**—જ્યારે આપ જુવાન થયા તો વેપાર કરવાનો વિચાર કર્યો. આ વખતે આપની પાસે કોઇ પણ પ્રકારની દોલત નોહતી, પરંતુ પવિત્રતા, ઇમાનદારીની આત્મોત્તમ દોલત આપની પાસે હતી; અને તેની અસર માલદારો ઉપર હતી. મક્કાની માલદાર ખાતુન ખદીજાએ આપને કેહવડાવ્યું કે મારી લક્ષ્મીથી આપ વેપાર કરો તો હું આપને બમણો નફો આપવા તૈયાર છું. આપે કબુલ કર્યું, અને વેપાર શરૂ કર્યો.

આમેનાના પુત્રે વેપારના બહાને શામ, યમન, બસરાની સફર કરી અને ડગલે પગલે ઇજ્જત તથા અમાનતના સર્ટીફીકેટ મેળવ્યા. આપના વેપારના સાથી (અબ્દુલ્લાહ)નું કેહવું છે કે "મેં વેપારની બાબતમાં તેમને અમુક સ્થળે થોભાવી આપને કહ્યું કે હું હમણા આવું છું. અબ્દુલ્લાહ ત્યાંથી બીજા કામોમાં રોકાઇ ગયા, અને જ્યારે ત્રીજા દિવસે તેઓ ત્યાં થઇને પસાર થયા ત્યારે આપ ત્યાંજ ઉભેલા હતા. ત્યારે તેની તાજુબીનો પાર રહ્યો નહિ. ત્રણ દિવસ સુધી તેમની વાટ જોઇ પણ ઉદાર દિલના મોહમદ (સ) મે અબ્દુલ્લાને જોઇને આ વગર અન્ય કાંઇપણ ન કહ્યું કે "અબ્દુલ્લાહ તે મને તકલિફ આપી. હું ત્રણ દિવસથી અત્રે તમારી વાટ જોઉ છું."

**શાદી**—હઝરત ખદીજા આખા મુલકમાં તાહેરાના નામથી મશહુર હતા. મોટાંમોટા નામાકિંત માણુસ તેમની

સાથે શાદી કરવા માંગતા હતા, પણ આપ મંજુર કરતા નોહતા. તેઓ એટલા બધા માલદાર હતા કે તેમનો વેપારી કાફલો આખા અરબસ્તાન બરાબર હતો. મક્કાના વેપારીની વિવેકનીતિ અને મોહકતાની અસર હઝરત નાહેરાના દિલ ઉપર પડી, પરિણામે તેમણે જાતે નીકાહની દરખાસ્ત કરી.

આ શાદીથી વધુ કોઈ પણ દાખલો સીરતે મોહમદી ઉપર વધુ પ્રકાશ નાંખતો નથી. હજુરે ૨૫ વર્ષની વયમાં **એક ૪૦ વર્ષની વિધવા જે કેટલાક બાળકોની માતા હતી અને બે વાર વિધવા થઇ ચુકી હતી** નિકાહ કર્યો. આ અજોડ સનશ્ચિયળતા તથા સંયમનો દાખલો છે, કારણ તે વખતે અરબસ્તાનમાં સ્ત્રીઓ કરવાનો કાંઇ સુમાર નોહતો. કોઈ પણ પ્રકારની હદ નોહતી. તેવા સમય અને મુલકમાં આપે પોતાની પુરી યુવાની અને વૃદ્ધાવસ્થાનો અમુક ભાગ પચાસ વર્ષ સુધી બીબી ખદીજા સાથે પસાર કર્યો. આ મન મારવાની અને પવિત્રતાનો દાખલો છે. આ શાદી પછી પંદર વર્ષે આપે નબુવતની ધ્વજા ફરકાવી. આ ઉપરથી અંદાજો કરી શકાય છે કે આપનો પંદર વર્ષના જીવનસાથી આપની સાચી અશક્તિઓથી વધુ કોણ જાણકાર હોઇ શકે છે? તો પણ જયારે આપે નબુવતનો દાવો કર્યો કે સહુથી પેહલાં હઝરત બીબી ખદીજા ઈમાન લાવ્યા. આ હજુરની સત્ય-

તાનો દાખલો છે. ખદીજા આવા માલદાર હોવા છતાં હઝુર પોતાનો જાતી ખર્ચ પોતાની આમદનીમાંથી કરતા હતા, આ આપના સ્વમાન તથા આબરૂનો દાખલો છે.

**હજરે અસ્વદનો બનાવ**—આ સમયમાં એક એવો દાખલો બન્યો કે જેમાં હઝુરની અઝમત આબરૂ, શાન વગેરે લોકોમાં ઘણા વધી ગયા. ખાનએકાબાની મરામત કરવાનું કામ ચાલતું હતું, પણ જ્યારે હજરેઅસ્વદ રાખવાનો સમય આવ્યો, ત્યારે દરેક કબીલાના આગેવાનોએ તે ઇતિહાસિક પત્થર પોતાના હાથે મુકવા હઠ કરવા લાગ્યા. તેના ઉપર ઝઘડો થયો. તલવારો બહાર નીકળી, આખરે પાંચમાં દિવસે વાત નક્કી થઇ કે કાલ સવારે સર્વે દાવાદારો ખાનએકાબામાં ભેગા થાય અને જે માણસ સહુથી પહેલાં ખાનએકાબામાં દાખલ થાય. તેના વિચાર પ્રમાણે અમલ કરવામાં આવે. બીજા દીવસે સર્વે જણ તેની વાટ જોવા લાગ્યા, કે એક માણસે બારણામાં પગ મુકયો. તેઓ હઝુર [સ] હતા. તેમને જોતાં "હાઝલ અમીનો રઝીના" નો નારો લગાવ્યો. આપે તેમની સર્વે વાત સાંભળી લીધા. પછી પોતાની ચાદર પાથરી તેમાં હજરે અસ્વદ મુકી દીધો, અને કબીલાના સર્વે આગેવાનોને ચાદરના છેડા પકડવાનું કહ્યું. તે પ્રમાણે અમલ થયો. અને પછી તે પત્થરને પોતાના હાથે તેના સ્થાને મુકી દેવામાં આવ્યું.

**નબુવત પહેલાનું જીવન**–આમતો આપની જીંદગી અત્યોત્તમ વિવેકી હતી. તાજુબી ભરી હતી. તેમાં બે વાત ખાસ હતી. એકતો આપ કોઇ પણ ઉસ્તાદ આગળ અદબ વાળીને બેઠા નથી. તો પણ વિધ્યામાં તેઓ ચારે બાજુ અજોડ થઇને શોભવા લાગ્યા. બીજું એકે નબુવતના દાવા પહેલાં ચાલીસ વર્ષ સુધી મૂર્તિપૂજા, દારૂ, કતલો ગારત, એશ આરામ વગેરેથી એવા અલગ રહ્યા કે તેઓ આખા અરબસ્તાનમાંનવાઇ પમાડનાર અને સાદા વિચારના નામે ઓળખાવવા લાગ્યા. અબુતાલિબ કરતાં આપની યુવાની અને બાળપણથી કોણ વધુ વાકેફગાર હોઇ શકે છે? તેઓ કહેતા હતા કે "મેં કોઇ પણ પ્રસંગે જોયું નથી કે મોહમદ (સ) એ બાળપણમાં કદાપિ પણ જૂઠું બોલ્યું હોય, હસી મશ્કરી કરી હોય, અજ્ઞાનતા બતાવી હોય અથવા છોકરાઓ સાથે વઢયા હોય." સ્વમાનનો ત્યાં સુધી ખ્યાલ હતો કે આપ અબુતાલિબના ઘરમાં જમવા આવતા હતા, કદાપિ પણ મુખે માંગતા નોહતા.

હયાદારીની આ કેફીયત હતી, કે એક વખતે બાલપણમાં આપનો તેબંધ ઉતરી ગયો, કે તેજ વખતે આપ બેહોશ થઇ ગયા. આંખો પત્થરાઈ ગઈ અને ઝમીન ઉપર ઢલી પડયા. અને તેજ હાલતમાં આપે તેબંદ શરીર ઉપર લપેટી લીધો.

બાર તેર વર્ષની વયમાં કેટલાક બાળકો આપની સાથે બકરીઓ ચારતા હતા. તે બાળકો વારાફરતી ગામમાં જતા

અને વાતો સાંભળતા હતા. આ બાળકોએ બેવાર આપને પણ ગાયન સાંભળવા કહ્યું, અને ઘણી તાણ પછી ગામમાં મોકલ્યા, પણ આ માસુમ બન્ને વખતે તે સ્થળે પહોચી શકયા નહિ, કારણ માર્ગમાં જ્યાં નિંદ્રા આવતી ત્યાં ઉંઘી જતા અને સવારે આંખ ઉઘડતાં પાછા તેમના સાથીઓ પાસે ચાલ્યા જતા. આ બે વખતના બનાવ વગર આખા જીવનમાં આપે કદાપિ પણ રમત ગમતમાં ભાગ લેવાનો વિચાર સરખો પણ કર્યો નથી. આજ પવિત્ર જીવનનો પ્રભાવ હતો, કે આપે જ્યારે નબુવતનો દાવો કર્યો, અને કુરેશીઓએ આપની વિરૂધતા કરી ત્યારે એક રઈશ વદર બિન હારિસ તેમની તરફદારી કરવા ઉભો થયો, અને કહેવા લાગ્યો કે "હે કુરેશીઓ! મોહમદ તમારી સામાં નાનાથી મોટો થયો અને તમારા આગળ સહુથી વધારે સાચું બોલનાર અને અમીન હતો, તે વખતે તમોએ કોઈ પણ પ્રકારનો વાંધો ન ઉઠાવ્યો: પણ જ્યારે તેના વાળ સફેદ થઈ ગયા છે, ત્યારે તેને સાહિર, કાહિન અને શાયર કહેવા લાગ્યા છો! ખુદાના સમ તે સર્વે ઇલઝામો પાક છે." આ કેટલી બધી મક-મતા છે કે આપ એવા ખાનદાનમાં પેદા થયા હતા કે જે અરબોના સર્વે ખાનદાનોમાં ઉત્તમ ગણાતા તથા દેશમાં "ખાનદાને ઈલાહી" ના નામે મશહુર હતા. ચાલીસ વર્ષ સુધી ખીદમત કરતા રહ્યા. પણ કદાપિ પણ મૂર્તિઓ આગળ મસ્તક નથી નમાવ્યું. ન નમાવ્યું. એકવાર

કુરેશીઓએ ચઢાવેલું જમણ આપની આગળ મુક્યું. પણ આપે ખાવાથી ઇન્કાર કરી દીધો. આખા દેશમાં વાત કહેવાનો રિવાજ હતો પણ આપે એક પણ વાર તેમાં ભાગ લીધો નહિ. પછી આ પવિત્રતાની તથા નિર્મળજીવનની એ અસર થઇ કે તે જીવન આપના વિરોધીઓને ચેલેંજ રૂપ થઇને રહ્યું. જ્યારે કોઇ કુરેશીએ આપનો મુકાબલો કર્યો, આક્ષેપો ઘડયા તો આપે કહ્યું કે "હે કુરેશીઓ! મારી નબુવત પહેલાની જીંદગી તમારી સામાં છે. શું તમો વિચાર નથી કરતા? આ અવાઝ બરાબર ૩૨ વર્ષ સુધી ચસરબ અને બતહામાં ગુંજાર કરતો રહ્યો, પણ કોઇ માણસે તેના જવાબમાં એક શબ્દ પણ કહ્યો નહિ.

**નબુવત**—નબુવતના સમયના સમિપનો જીવનનો ઘણો વખત વસ્તી બહાર એકાન્તમાં ઘણાં ભાગે **ગારેહિરામાં** પસાર થતો હતો. આપ ઘરમાંથી ખજુરોની થેલી અને પાણીની મસક ભરીને ચાલ્યા જતા, અને ખુદાની ઇબાદત કરતા, તેવામાં કોઈ મુસાફર આવતો તો તેની ખજુર તથા પાણીથી મેહમાનદારી કરતા હતા. કોઇ હાજતમંદ આવતો તો તેની આશા પૂર્ણ કરતા, કોઇ સ્વારીની ઇચ્છાવાલો આવતો તેને ઘેર જઇ બંદોબસ્ત કરી આપતા હતા.

આજ હાલતમાં હઝુરની વય ૪૦ વર્ષની થઈ. રવિવાર હતો. તા. ૨૨ ફ્રુબ્રુઆરી ઇ. સ. ૬૧૦ અને રબીઉલ્લ અવ્વલની નવમી તારીખે ઉપરથી કોઈ ધમાકા જેવું સંભળાયું,

જોતાં માલમ પડયું કે આકાશમાંથી એક નુરાની સખસ નીચે આવ્યો, અને તેમાંથી એક નુરાની વ્યકિત બહાર આવી અને આપને ગલે લગાડતાં કહ્યું કે "આપ અલ્લાહના રસુલ છો."

આપ ડર્યા. અને તેજ હાલતમાં ઘેર આવ્યા, અને બીબી ખદીજા (ર) ને આ વાત કહી. ત્યારે તેમણે તે વાતને સાચી માની અને જેમ આ વાત વધુ ફેલાવવા લાગી તેમ તેમ આપના જીવનથી જે જે વાકેફ હતા. તે તે સર્વે મુસલમાન થવા લાગ્યા.

હઝુરે બરાબર ત્રણ વર્ષ લોકોમાં ઈસ્લામનો પ્રચાર કર્યો. ત્યાર પછી તબ્લિગ કરવાનો જાહેરમાં હુકમ થયો. આપ હરમેકાબામાં તશરિફ લઈ ગયા, અને તોહીદ ઈલાહીનો અવાજ બુલંદ કર્યો.એ કાફરોની સમિપ ખાનાએકાબાનું મહાન અપમાન હતું. આથી લોકો ચારે બાજુથી આપના ઉપર તુટી પડયા. હારિસ (અ) બિન અબી હામાએ આપને બચાવવા ધસ્યા તો ઉપડેલી તલવારો તેમના ઉપર પડી, અને જોત જોતામાં શહીદ થઇ ગયા. આ પહેલું ખુન હતું કે જે ઇસ્લામની રાહમાં ઝમીન ઉપર વહેવા લાગ્યું.

ત્યાર પછી તો ચારે બાજુ ગુલ મચી ગયો. આપ દરેક મજલીસમાં, મેળામાં, બઝારોમાં, ગલીકુંચામાં, ઘરોમાં જ્યાં બેચાર માણુસો જોતાં તેમને તોહીદની દાવત આપતા હતા, અને પુત્રિવધ, ઝના, શરાબ, કતલ, ખુનરેઝીથી

રોકતા હતા. કુરેશીઓ આવી તાલીમથી ઘણાં પરેશાન થયા. તેમણે આપને સમજાવ્યા, ડરાવ્યા અને મુસલમાનોને સઝાઓ કરી પણ તેની કાંઇ અસર થઇ નહિ. જ્યારે ચારે-બાજુથી તેમને નિરાશા જણાઇ ત્યારે તેમણે પોતાના નામાંકિત સરદાર અતબાને આપની પાસે મોકલ્યા, અને અરબસ્તાનની દોલત, સુંદરમાં સુંદર સ્ત્રી અને શાહીશત્તા, ત્રણે વસ્તુઓ આપના ચરણોમાં મુકવા કહ્યું. કે અમો સર્વે વસ્તુઓ આપના ચરણોમાં નાંખીએ છીએ માટે તમો મૂર્તિઓનું અપમાન કરવાનું મુકીદો.

આપે એમને જે જવાબ આપ્યો, તે "હામીમ" સુરતની કેટલીક આયતો હતી. આપે એ આયતો તેને એવી રીતે કહી કે તેનું દિલ ડરના મારે પાણી પાણી થઇ ગયું, અને તેજ હેરાનીમાં તે કુરેશીઓ પાસે આવ્યો અને તેમને એમ કહી હેરાન કરી દીધા કે—

"હે કુરેશીઓ! મોહમદ (સ) પાસે જે કલામ છે. તે ખુદાના સમ તે ના અશઆર છે. અને ના જાદુ છે, પરંતુ કાંઇક અન્યજ વસ્તુ છે. તમો તેનો માર્ગ ન રોકો જો તે અરબસ્તાન ઉપર ફાવી ગયો તો તેમાં તમારો લાભ છે. તમારી ઇજ્જત છે, નહિ તો અરબસ્તાન ખુદ પોતે ફના થઇ જશે."

કુરેશીઓના સરદારો અતબાની નિશફળતાના કારણે ઘણાં લાચાર બન્યા. સર્વે કુરેશીઓ અબુતાલિબ પાસે મોતની ચલેંજ લઇને આવ્યા. સર્વે કુરેશીઓને આવી

રીતે વિરૂદ્ધ જોતાં આપનું દિલ ભરાઈ આવ્યું. તેમણે ઘણીજ હમદર્દીથી અને નરમાશથી આપને સમજાવ્યું કે "વ્હાલાભત્રિજા! મારા ઉપર આટલો બોજ ન નાખ કે હું ઉપાડી ન શકું." આપે પોતાના કાકાને આવા લાચાર જોયા તો આપની આંખમાં પાણી આવી ગયું અને આપે કહ્યું.

"કાકા! જો આ લોકો મારા એક હાથમાં સૂર્ય અને બીજા હાથમાં ચાંદ લાવીને મુકે તો પણ ખુદાના સમ હું મારી ફરજ અદા કરવામાં ચુકીશ નહિ. ખુદા આ કામને પૂર્ણ કરશે અથવા હું કુરબાન થઇ જઇશ."

હવે મામલો બીલકુલ પૂર્ણ થઇ ગયો, અને કુરેશીઓએ પોતાના સર્વે જુલમો મુસલમાનો ઉપર વરસાવવા લાગ્યા. તેઓ મુસલાનોને પકડી લેતા અને નગ્ન કરી તપેલી રેતમાં દાટી દેતા, લોઢું તપાવી તેમના શરીરે ડામ આપતા, પાણીમાં ડુબકીઓ ખવડાવતા, હાથ પગ બાંધી લાકડીઓથી સજ્જડ મારતા, ગલામાં રાસ નાંખી બે દર્દીથી પત્થરની જમીન ઉપર ઘસીટતા, મુસલમાનોને ગાયો તથા ઉંટના કાચા ચામડામાં બાંધતા અને તડકામાં નાંખી દેતા. મુસલમાનોના મોઢામાં લગામ નાંખી પશુઓની માફક ચાબુકો મારી મારીને દોડાવતા. એક દયાહિણે તો ખબાબ બિન અરસને બળતા અંગારા ઉપર ચીત્તા ઉંઘાડયા, અને છાતી ઉપર પગ રાખી ને ઉભો રહ્યો જેથી પાસુ બદલે નહિ.

અહા! હા!! આ હોલનાક અને ધ્રુજાવી નાંખનાર

દુઃખોમાં કેટલી વેદના સમાયલી છે ? પરંતુ ગુલામોને મોહમદના ઇમાને મુસીબતો ઉપર ફત્તેહ મેળવી. ઇતિહાસ શાક્ષી છે, કે આવા જુલમો હોવા છતાં પણ એક પણ દિવસ ઇસ્લામ પ્રચારનું કામ બંધ ન થયું. આ સર્વેમાં સહુથી વધુ ધ્યાન આપવા તથા વખાણવા લાયક હઝુર મોહમદ (સ) ની મક્કમતા છે, કે જ્યારે ચારે બાજુ જુલ્મો વરસી રહ્યા હતા, કોઈ પણ સ્થળે મુસલમાનોને પગ મુકવાની આશા સરખી પણ નોહતી; તો પણ આપના દિલમા આશા હતી. તેમને પરિણામ ફતેહમંદ જણાતું હતું, તેઓ દરેક વખતે ખુદાના જલવાનાં દિદાર કરતા હતા. છેવટે પાછા અબુતાલિબે સમજાવ્યા. " મારા વ્હ'લા પ્રાણ ! તમો આને મુકી દો. ત્યારે હઝુરે ફરમાવ્યું "મારા મુરબ્બી ! તમો મારા એકલાપણાનો વિચાર ન કરો. સત્ય વધુ સમય સુધી એકલો નહિ રહે. એક સમયે આખું અરબસ્તાન તેની સાથે હશે." તેજ દીવસે એક બેદર્દે આપના માથા ઉપર ધુળ નાંખી હતી તે હઝરત ફાતમા (ર) રડતા હતા અને આપનુ મસ્તક ધોતા હતા આપે ફરમાવ્યું. "મારી વ્હાલી પુત્રિ ! ખુદા તારા બાપની સંભાળ રાખશે. જ્યારે ખબીબ બિન અરસ શત્રુઓના દુઃખોથી કંટાળી ગયા ત્યારે હઝુરને કહ્યું કે "આપ એ લોકોના સંબંધમાં બદદુઓ કરો" આ સાંભળતાં આપનું મુખ લાલ થઇ ગયું અને કહ્યું—

"જનાબ ! તમારા પેહલાં એવા લોકો પણ થઇ ગયા છે કે, જેમના

માથા ઉપર આરા ચાલ્યા છે, અને તેમને લાકડાની માફક ચીરી નાંખવામાં આવ્યા, તો પણ તેઓ પોતાની ફરજ અદા કરવામાં પાછા ન પડયા. તે સમય સમિપ છે કે ખુદા આ કામને પૂર્ણ કરશે. તે ત્યાં સુધી કે એક વૃદ્ધ સ્ત્રી આ છેડેથી બીજે છેડે મુસાફરી કરશે તો તેને ખુદા વગર અન્ય કાંઇ પણ દેખાશે નહિ."

**હિઝરત**—હવે મકાનની એવી હાલત હતી કે થોડી ઘણી સ્વતંત્રતા જે મુસલમાનોને હતી તે પણ નાશ પામી હતી. બીજી બાજુ શત્રુઓ તઆસુબના કારણે પત્થરની માફક જમી ગયા. ત્યારે હઝુરે પોતાના ઉમ્મતીઓને ફરમાવ્યું કે તેઓ હબસ તરફ હિજરત કરી જાય. આ હુકમ મળતાં લગભગ સો મુસલમાનો પોતાનો દેશ, માલમતા તથા સ્નેહી વગેરેનો સંબંધ મુકી હબસ ચાલ્યા ગયા તેઓ ત્યાં જઇ વસ્યા. ત્યારે કુરેશીઓએ હબસના બાદશાહ કે નજ્જાશીની સેવામાં ઘણી ભેટો મોકલી અરજ કરી કે અરબસ્તાનથી નાસી આવેલા મુસલમાનોને હમારે હવાલે કરી દો. હબશના પાદરીઓ અને અમીરોએ કુરેશીઓની તરફેણ કરી. મુસલમાનો તરફથી હઝરત જાફર તયાર જવાબ આપવા માટે હાજર થયા, જ્યારે તેમણે :તેનાં દરબારનાં ઇસ્લામના સંબંધમાં ટુંક વિવેચન કર્યું, અને કુરઆન પડયું તો નજ્જાશી ચોધાર આંસુડે રડવા લાગ્યો અને એકદમ પોકારી ઉઠયો કે—

" ખુદાના સમ આ કુરઆન અને ઇનજીલ; એક નુરના બે કિરણો છે "

પછી તેમણે ડેપ્યુટેશનની માંગણીને નામંજુર કરી.

**બની હાશમનો બાયકોટ**—નજાશી સાથેની મળેલી નિષ્ફળતાના કારણે સર્વે કુરેશીઓએ ઠરાવ કર્યો કે ત્યાં સુધી બની હાશમ સાથે કોઇએ પણ કોઇ જાતનો સંબંધ રાખવો નહિ, તેમની સાથે લેણદેણ ન રાખવી, તેમને ખાવાપીવાની પણ વસ્તુઓ ન આપે જ્યાંસુધી તેઓ મોહમદ (સ) ને કતલ કરવા માટે અમોને સોંપી દેવામાં ન આવે. આ શબ્દો લખી કાબાની દીવાલ પર લટકાવી દેવામાં આવ્યા. આનું પરિણામ એ આવ્યું કે અબુતાલિબ પોતાના આખા કુટુંબને લઇ એક ઘાટીમાં જઇ રહ્યા, કે તે લોકોએ તેમને ઘેરી લીધા, અને અનાજ પાણી બંધ કરી દીધું, આથી બનીહાશમ ઉપર મુસીબતોના પહાડ તુટી પડયા. તે એવી ખરાબ હાલત હતી કે બાળકો ભૂખના માર્યા રડતા હતા. તેઓ સર્વે પેટે પત્થર બાંધતા અને વૃક્ષોના પાંદડા ખાઇ લેતા, પરંતુ જ્યારે હજનો સમય આવતો ત્યારે તેઓ ઘેરો ઉઠાવી લેતા કે જેથી દેશના બીજા વસનાર કબીલાઓ આ જુલમમાં દખલગીરી કરે નહિ.

આ સ્થળે પણ કિમ્મીનબી (સ)સચ્ચાઇ વગેરે વખાણવા પાત્ર હતા. જ્યારે આ કીમતી સમયમાં હાશેમીયો અનાજ વગેરે એકઠું કરવામાં રોકાતા ત્યારે આપ રેહમતના વાદળા સમાન ત્યાંથી નીકળતા અને હાજીઓના કબીલાઓમાં વાઅજ

કરતા હતા. ત્રણ વર્ષ સુધી બાયકોટ ચાલ્યો, પણ જ્યારે હઝુરે (સ) આપના કામથી બાઝ ન આવ્યા, ત્યારે સામા પક્ષના કેટલા માણસોએ કંટાળી.તે કરાર ફાડી નાંખ્યો કે તેની સાથે બાયકોટ તથા ઇસ્લામ પ્રચારના કામને સ્વતંત્રતા મળી ગઇ.

**કબીલાઓમાં ઇસ્લામ પ્રચાર**—સ્વતંત્રતા મળતા હઝુરે આજુબાજુના કબીલાઓમાં ઇસ્લામ પ્રચારાર્થે પધાર્યા. અમો અત્રે માત્ર એકજ સફરનું વર્ણન નમુના તરીકે આપીએ છીએ. મક્કાથી પચાસ માઈલના અંતરે તાઇફ નામે એક પહાડી મુકામ છે, ત્યાં નબુવતના દસમા વર્ષે હઝુર તશરીફ લાવ્યા. જ્યારે લોકોને હઝુરના આવવાની ખબર થઇ ત્યારે ઈંટો તથા પત્થરા ઝોલીઓમાં ભરી ભરીને સામાં આવ્યા. જ્યારે હઝુર વાએજ ફરમાવતા હતા, ત્યારે તેઓ પત્થરાઓનો વરસાદ વરસાવતા હતા. જેવખતે ઝખમોના કારણે બેસી જતા, ત્યારે તે લોકો બન્ને હાથ પકડી ઉભા કરી દેતા હતા. આપ આગળ વધતા કે તાલીઓ, પત્થરા તથા ગાળોનો વરસાદ શરૂ થઇ જતો. આપ એક જગ્યા બેહોશ થઇને પડી ગયા. હઝરત ઝયદ(ર)જે આપની સાથે હતા. તેઓ આપને ઉપાડી વસ્તીથી દુર લઈ ગયા, અને કહ્યું કે " હઝુર આમના સંબંધમાં બદ દુઆ કરો " ત્યારે આપે ફરમાવ્યું કે—

" ઝેદ ! હું તેમના ભૂંડા માટે દુઆ કરૂં. જો તેઓ

નથી માનતા તો તેમની ઓલાદ ઈમાન લાવશે. ” આને બાર વર્ષ પણ નોહતા થયા કે, તાઇફમાં સર્વે સ્થળે તકબીરના નારા ગુંજાર કરવા લાગ્યા, અને ત્યાંનો એક એક રજકણ તોહીદના નુરથી તારાઓની માફક ચમકવા લાગ્યા.

**ઇસ્લામ પ્રચારના કારણો**—હમણાં સુધી તો આજ વાતનું વર્ણન થયું કે જેમણે સત્યતાના સંબંધમાં મુખ ફેરવ્યું. હવે તેમની–મુસલમાનોની–મુહમ્મદીયોની આશાઓની વાત સાંભળો. કહેવામાં આવે છે કે ઇસ્લામ તલવારના બળે ફેલાવવામાં આવ્યો છે, પણ બનાવ તો આ છે કે હઝુર (સ) મક્કામાં તેર વર્ષ રહ્યા, અને એકેએક ડગલું તલવારની ધાર ઉપર મુકયું, તે વખતે ઇસ્લામના હાથમાં તલવાર નોહતી. તો પણ ઇસ્લામના ચારે ખલીફા જેમની મહત્તાએ ઇરાન રૂમ, અને મીસરની તલવારોને તોડી નાંખી. તેઓ તેજ વખતે તેઓ ઇસ્લામમાં આવ્યા હતા. તેમાના કેટલાક દાખલા નીચે પ્રમાણે છે.

(૧) એક દિવસ અબુજહેલે હઝુરને સખત તકલીફ પહોચાડી. જંગેબદર અને અહદના નામવર જનરલ હમઝા આપની હિમાયતમાં ઉભા થયા અને તેને જખમી કરી દીધો. અને પછી હઝુર (સ) ની પાસે ખુશ ખબર લઈને આવ્યા ત્યારે હઝુર ( સ ) એ ફરમાવ્યું કે “ કાકા ! અબુજહેલથી બદલો લેવાથી શું મને ખુશી છે ? હા

અલબત તેઓ ઇસ્લામમાં આવતા તો મને ખુશી થાત" આ ઉચ લાગણીએ હમઝાના દિલ ઉપર એવી અસર કરીકે તેઓ તરત મુસલમાન થઇ ગયા.

(૨) ઉમર ફારૂક (ર) આપના કતલનો વિચાર કરી ઘરથી ઉઘાડી તલવાર લઇને નીકળ્યા, અને બેન તથા બનેવી જે મુસલમાન થઇ ગયા હતા, તેમને ખુબ માર્યા, પણ જ્યારે તલવારની અણીંએ ઇમાન ન દબાયો ત્યારે નરમાસ સાથે બેન પાસે કુરઆન સાંભળવા લાગ્યા. જ્યારે તેમની બેને "આમનુ બિલ્લાહે રસુલુલ્લાહ" ઉચ્ચાર્યું કે તરતજ તેમણે કલમો પડયો અને મુસલમાન થઇ ગયા, અને તેજ તલવાર જે ઇસ્લામની ગરદન કાપવા ઉઘાડી કરવામાં આવી હતી, તે કુફ્રની ગરદન ઉપર ચાલી ગઇ.

(૩) અરબસ્તાનનો નામાંકિત જાદુગર ઝમાદ અઝદી આપની સેવામાં આવ્યો, અને કહ્યું 'હે મોહમદ! આવ તમોને જીનની અસરથી મુક્ત કરૂં. ત્યારે આપે કહ્યું પહેલાં મારી વાત સાંભળી લો કહી જીક્ર કરવા લાગ્યા. હમણા ચારજ શબ્દ આપના મુખમાંથી નીકળ્યા હતા કે તે બેઇખ્તેયાર થઇ ગયો અને વારે વારે તે શબ્દો સાંભળવા લાગ્યો. પારણામે "અલ્લાહો અકબર" પોકારી ઉઠયો અને કહેવા લાગ્યો કે " મોહમદ (સ) ખુદા વાસ્તે તમારો હાથ લંબાવો હું ઇસ્લામની બઇઅત કરૂં છું. મુસલમાન થાવું છું.

(૪) દુસ નામે કબીલાના નામાંકિત સરદાર તુફીલ બિન ઉમરૂ મક્કામાં આવ્યા, ત્યારે મક્કા વાલાઓએ તેમની સારી આગતા સ્વાગતા કરી, અને આપની સામાં ઇશારો કરી કહ્યું કે "અમારી કોમમાં આ જાદુગર નીકળ્યો છે, માટે તેની પાસે જશો નહિ, નહિતો તમારા સર્વે કામો નાશ પામશે" તુફીલ જાદુ તથા નુકશાનીથી એટલો બધો ડરી ગયો કે જ્યારે તે ખાનાએ કાબામાં જતો ત્યારે પોતાના કાનોમાં રૂના દાટા લગાડતો. કેટલા દિવસ પછી તે પોતાના ડરકુપપણાં માટે પસ્તાવો કરવા લાગ્યો, અને આપની સેવામાં આવ્યો. કુરઆન સાંભળ્યું અને મુસલમાન થઇ ગયો.

અર્થાત કોઇ સ્થળે આપના અખલાક (સારી ટેવો) એ અસર કરી, કોઇ સ્થળે મહાન કુરઆની ગોહકતાએ મદદ કરી અને બસે ત્રણસોની સંખ્યામાં તોહીદના નિશાન નીચે ઉભા થઇ ગયા. આજ અલ્લાહનું સૈન્ય હતું. જેમના ઇસ્લામના જુસ્સાએ કુફ્ર અને શિર્કના અસ્તિત્વનો નાશ કરી નાંખ્યો, અને સાચા ઈન્સાફી એક નવિન જગતને ઉત્પન્ન કર્યું.

**મદીનામાં હિજરત**—નબુવતના ચઉદમાં વર્ષે ઇસ્લામ જીવનનો નવો દોર શરૂ થઇ ગયો, એટલે નબવી સને ૩૦ માં યસરબના છો માણસો ઈસ્લામમાં આવ્યા;

અને તે લોકોએ પોતાના શહેરમાં તેની ચર્ચા કરવા લાગ્યા ત્યાં વસતા યહુદીઓના મુખે તેમણે સાંભળ્યું હતું કે એક નવિન પેગમ્બર પેદા થનાર છે, આથી બીજા વર્ષે બાર માણસો આપની સેવામાં આવ્યા, અને ઇસ્લામમાં દાખલ થયા અને પોતાની સાથે મસઅલ બિન અમીરને સાથે લઈ ગયા. પરિણામે ઘેર ઘેર ઈસ્લામ ફેલાઇ ગયો, તેથી નબવી સન ૧૩ માં આપે અસહાબીઓને રજા આપી દીધી કે તેઓ યસરબમાં હિજરત કરી જાય. આ એક ફેસલાનો સમય હતો. આથી માલમ પડે છે કે યસરબના નિવાસીઓનો આત્મબધ કેટલું ઉત્તમ હતું...........અને તેના પછી ઈસ્લામમાં જે પ્રકાશ પ્રસર્યો તે આજ નુરનું એક કીરણ હતું.

અર્થાત હઝુરે હુકમ આપ્યો કે મુસલમાનો તરત પોતાનો વતન છોડવા તૈયાર થઈ ગયા. કુરેશીઓને આ વાતની ખબર થતાં તેમણે તે મહાજરીનને આવીને ઘેરી લીધા. કોઇની માલમતા લઈ લીધી, કોઇની સ્ત્રી છીનવી લીધી, તો કોઈના બાળકો ઝુટવી લીધા, પણ ઇસ્લામના ફિદાઇઓએ માલ, જાગીર, બાળકો, સ્ત્રીઓ વગેરે કોઇની દરકાર કરી નહિ. સર્વે કાંઇ છોડીને મક્કાથી નીકળ્યા, અને ધર્મની ખુશીમાં બરાબર પોણા ત્રણસો માઇલ ચાલીને યસરબમાં ખુશી આનંદમાં રહેવા લાગ્યા.

જો કે સહુથી વધારે ધાસ્તી તો હઝુર (સ) ની જાત માટે હતી, પણ જ્યાં સુધી દરેક મુસલમાનો ચસરબમાં જઇને ન વસે, ત્યાં સુધી આપે મક્કાથી બહાર પગ પણ ન મુકયો. છેવટે તેજ ધાસ્તી જેની બીક હતી તે સામે આવીને ઉભી રહી. કુરેશીઓએ આપના એકાન્ત એકલા હોવા પણાને ઉત્તમ માન્યું અને તેઓ દારૂનુદવામાં એકઠા થઇ આપને કતલ કરી નાંખવાના એકકો કર્યો. દરેક કબીલામાંથી એક એક તેગઝન વીણી કાઢવામા આવ્યો, કે તેવો આપના મકાનને ઘેરી લે, અને જેવા તેઓ બહાર આવે કે કતલ કરી નાંખવામાં આવે.

આ એક અજબ પ્રકારની વાત છે કે આ કતલ કરી નાંખનારાઓમાંથી કેટલાકની અમાનત હઝુર (સ) ની પાસે હતી. જગતમાં હમણાં સુધી ઈન્સાફ, જુલમ, સુલેહશાન્તિ વગેરે માટે જે જે યુદ્ધો થયા તેમાં આવો દાખલો મળવો મુશ્કેલ છે. અર્થાત જ્યારે આ લોકો કતલ કરવાના વિચારો કરી રહ્યા હતા, ત્યારે આપ ઘરમાં આરામથી બેસી લોકોની અનામતો હઝરત અલી (ક) સોંપી રહ્યા હતા, કે સવાર થતાં જેના તેને આપી દેવામાં આવે જ્યારે આ વાતનો નિકાલ થઇ ગયો કે હઝુર (સ) એ હઝરત અલીને પોતાના બીસ્તર ઉપર સુવાડી અને આપ સીદીક અકબરની સાથે તે ખતરાની વચમાં થઇ તા.

૨૫ ડીસેમ્બર ઈ. સ. ૬૨૨ માં દિવસે [ તા. ૮ દોશુમ્બા રબી ઉલ અવ્વલ ] યસરબ પોહચી ગયા. આજ તારીખથી યસરબનું નામ મદીનતુનનબી પડી ગયું.

**મદની જીવન**—હજુરના જીવન ઉપરથી માલમ પડે છે કે જેના ઉપર ચારે બાજુથી મુસીબતો તુટી પડતી હોય, અને તે વિવેક તથા ઈમાન ઉપર કેવી રીતે કાયમ રહી શકે છે. હવે મદની જીવન જે ઇસ્લામની નૈતિક અને આત્મિક ફતેહનો ઈનામ હતો તે શરૂ થાય છે. આ જીવન તાબેદાર તથા સ્વતંત્ર કોમોના માટે માર્ગ દર્શક છે.

મુસલમાનો જો કે કુરેશીઓથી ત્રણસે માઇલ દુર હતા, તો પણ તેમના ઇન્તેકામનો ક્રોધ શાન્ત પડયો નહિ. હવે તેમણે તલવાર ઉપાડીને મુસલમાનો ઉપર હુમલા ઉપર હુમલા કરવા માંડયા.

માહે રમઝાન હી. સ. ૨ માં અતબા બિન રબીઆએ એક હજારના સૈન્યથી હુમલો કરી દીધો. હજુરે અસહાબીઓને મસવરા માટે બોલાવ્યા. મહાજરીને જુસ્સાદાર ભાષણો કર્યા, જ્યારે અનસારને પૂછવામાં આવ્યું ત્યારે હઝરત મિકદાદ અને સઅદ બિન હબ્બાદે દાએ કહ્યું કેઃ—

" હે ! રસુલુલ્લાહ ! ખુદાના સમ જો આપ કહો તો અમો સમુદ્રમાં કુદી પડીએ. અમો મુસા (અ) ની કોમ પ્રમાણે નહિ કહીએ કે જાવો તમો તથા તમારો ખુદા વઢતા રહો.

અમોતો અત્રે બેસી શું" પરંતુ અમો આવતા ડાબા, જમણા, આગળ પાછળ, લડાઈ કરી શું."

મુસલમાનોના જુસ્સાનો એ આલમ હતો, કે અમીર બિન અબી એક નાના બાળકને ઓછી ઉમર હોવાના કારણે પાછા જવા કહ્યું વિકાસ ત્યારે તે રડી પડયો. ટુંકમાં હઝુરે તેને રજા આપી કે નાનકડો સૈનિક ગલામાં તલવારનો પટો નાંખી મેદાનમાં નિકળ્યો. આ વખતે ઇસ્લામી ધ્વજ નીચે ૩૧૩ યુવાનો હતા. ઇસ્લામી લશ્કરે હુબાબ બિન મનઝરની સલાહ પ્રમાણે બદરમાં આવેલા વરસાદના ચશ્મા ઉપર કબજો લઇ લીધો, પરંતુ આપની દરિયા દિલી જુવો કે લોહીના પ્યાસા પણ તે ચશ્માથી પાણી પીતા હતા, જો કે બીજી સવારે તો યુદ્ધ હતું. સર્વે અસહાબીઓ કમ્મરો ખોલી આરામ કરતા હતા, પણ આપ આખી રાત્રિ ખુદાની ઇબાદત કરતા હતા. તા. ૧૭ રમઝાનનો અફતાબ હમણાં ઉગ્યો પણ નોહતો કે યુદ્ધની નોબત ઉપર ચોબ પડી, અને તલવારો ઉઘાડી થઈ, જ્યારે અલ્લાહનું સૈન્ય શત્રુઓની સામાં આવી ઉભું રહ્યું ત્યારે રેહમતે આલમ (સ) ના હાથ પાછા આકાશ તરફ ઉંચા થઇ ગયા કે "હે ખુદાવંદ ! આજે તારો ખુશીનો ઇકરાર પુરો કર." આ વખતે આપ એક છાપરા નીચે ઉભા હતા, અને બેખુદીમાં ખભા ઉપરની ચાદર સરી પડી હતી. આપ સીજદામાં જતા અને ઘડીકમાં માથું ઉઠાવી લેતા

હતા. અને કેહતા હતા કે આ તારી તોહીદના રક્ષક છે જો તેઓ મટી જશે તો કયામત સુધી તારી પૂજા (ઇબાદત) નહિ થાય."

અશકિત અને લાગવગ વગરની સ્થિતિ હતી, હવે મઝબુતા તથા રસુખ–સંબંધ–ની હાલત જુવો. ઠીક તેજ સમયે અબુહઝીફા અને અબુહસીલ નામે બે અસહાબીઓ મક્કાથી આવ્યા. કુરેશીઓએ તેમને પકડી લીધા હતા, અને તેમને એ શરતે મુકત કરવામાં આવ્યા હતા, કે તેઓ ઇસ્લામી સૈન્યમાં ભાગ લઇ મુકાબલો નહિ કરે. તેઓ આપની ખીદમત શરીફમાં આવતાંજ આપે કહ્યું તમો તમારા ઇકરાર પુરો કરો. અમોને માત્ર ખુદાની મદદનીજ જરૂર છે. પછી સામ સામાં હુમલાઓ થવા લાગ્યા, અને થોડાકજ કલાકમાં મેદાન સાફ હતો. કુરેશીઓના ૭૦ માણસો માર્યા ગયા. ૭૦ કેદ થયા. ખુદ અબુજહેલ અને દારૂલ નુદવા અગીયાર સરદારો સાથે કતલ થયા.

અરબસ્તાનના દસ્તુર પ્રમાણે સર્વે કેદીઓને આગમાં નાંખવામાં આવે અથવા કતલ કરી નાંખવામાં આવે, પરન્તુ રહેમતેઆલ (સ) મેં બે બે ચાર ચારની ટુકડી કરી અસહાબોમાં વેંચી દીધા અને કહ્યું કે તેમની સારી ચાકરી કરવામાં આવે. આ હુકમનું એ પરિણામ આવ્યું કે અસહાબો કેદીઓને પેટ ભરીને જમાડતા, અને પોતે ખજુર ઉપર

રહેતા હતા. અબુઅઝીઝ કહે છે કે મુસઅબ બિન ઉમે બન્ને વખતે ખાવાનું લાવતા તેઓ મારી સામા ખાવાનું મુકતા અને પોતે ખજુર ખાતા હતા, ત્યારે શરમના લીધે મારૂં મસ્તક બની જતું. હું તેમના હાથમાં રોટલી આપતો પણ તેઓ હાથ પણ લગાતા નહિ, અને પાછી આપી દેતા હતા. કેટલાક દિવસ પછી હુકમ થયો કે દરેક કેદી ચાર ચાર હઝાર દીરમફીદીયા [બદલો] લઈ તેમને મુક્ત કરવામાં આવે. તેમાં જે લોકો નાદાર હતા, તેમને વગર શરતે મુક્ત કરી દેવામાં આવ્યા. ભણેલાગણેલાઓનેએ શરતે મુક્ત કર્યા કે તેઓ અનસારના દસ દસ બાળકોને ભણાવે લખતા અને વાંચતા શીખવે.

બદરની હારથી કુરેશીઓએ કોઇ પણ પ્રકારનો બોધ ના લીધો,અર્થાત બીજાજ વર્ષે હી. સ. ૩ માં અબુ સુફ્યાન પાંચહઝાર માણસનુ સૈન્ય લઇ મદીના ઉપર ચઢી આવ્યો. ત્યારે આપ સાતસો માણસ સાથે પોતાનો બચાવ કરવા ઉભા થયા. તેમાં પણ કુરેશીઓ હાર્યા, ત્યારે તેમણે આખા દેશના લોકોને મુસલમાનો સામા ઉભા કર્યા, અને હી. સ. ૫ માં ૨૪ હઝાર માણસોએ મદીનાને ઘેરો ઘાલ્યો. મુસલમાનોએ ખાઇઓ ખોદીને લોકોનો મુકાબલો કર્યો. આ ઘેરો કેટલાક અઠવાડિયા ચાલ્યો. તે ઘણો સખ્ત સમય હતો તે ત્યાં સુધી કે આપને ત્રણ ત્રણ દિવસના ફાકા થયા હતા. પણ છેવટના ૨૦–૨૨ દીવસ પછી સામાવાલાને મોસમની

ખરાબી અને અનાજનો દુકાલ લાગતા પોતાની મેળે ઘેરો ઉપાડી ચાલી ગયા. આજ સમયમાં સ્થાનિક યહુદીઓ તથા આજુ બાજુના બીજા લોકો પણ મુસલમાનો સામાં કેટલાક હુમલા કર્યા પણ મુસલમાનોની તલવાર ઉપર તેઓ કાબુ મેળવી શકયા નહિ.

હી. સ. ૬ માં આપ ચૌદ હજાર માણુસોની સાથે કાબાની જિયારત કરવા મોઅઝમાં મકકા તરફ કુચ કરી પરંતુ કુરેશીઓએ મુકાબલો કર્યો. છેવટે હદીબીયા સ્થળે એક કરાર કર્યો. મુસલમાનો આવતા સાલ ઝિયારત [ઉમરા) કરે, અને હવેથી દસ વર્ષ સુધી કોઇ પણ જાતનું યુદ્ધ ન થાય

વ્હાલા બંધુઓ ! આપે જોયું. કે હઝુરના મદીનાના જીવનમાં બે વાતો ઘણી રોશન છે. એકતો એકે મુસલમાનોએ પોતાનાથી બમણી ત્રણ ગણી સંખ્યાના સૈન્યોનો મુકાબલો કર્યો, પણ ઇસ્લામી તલવાર દરેક મેદાનમાં ફતેમહમંદ રહી. તે એટલા માટે કે તેમના દિલમાં ઇસ્લામી જુસ્સો તાકાત તથા નુર મોજુદ હતા. તેઓ કોઇથી દબાયલા નોહતા. અજીત હતા બીજું એ કે મકકા કરતાં મદીમાં ઇસ્લામ પ્રચાર મોટા પ્રમાણમાં થયો, અર્થાત આપે જોયું કે ચૌદ સાલની લાગ લગાડ કોશિશથી બદરના મેદાનમાં જે મુસલમાનો આવ્યા તેમની સંખ્યા ૩૧૩ હતી. અને તેનાથી આગલા વર્ષે એટલે જંગે અહદમાં તે સંખ્યા ૭૦૦

ની હતી. જંગે ખંદકમાં ૩૦૦૦, મકકાની ફતેહ વખતે ૧૦ હજાર અને જંગે તબુકમાં ૩૦ હજારની સંખ્યા હતી તેનું ખરૂ કારણ એ હતું કે મકકામાં આપના નિર્દોષ જીવનની તે લોકોએ કદર ન કરી, ત્યારે તેજ ગુણો રૂપી તલવારની છાંયમાં એટલે ફતેહની છાંયમાં જોયું. આની તેમના ઉપર ઘણી અસર થઈ. તેમના અમુક દાખલા નમુના તરીકે નીચે આપવામાં આવે છે.

(૧) જંગે અહદમાં અબ્દુલ્લાહ બિન કમીઆએ આપના મુખ ઉપર તલવારનો વાર કર્યો...........ચારે બાજુથી પત્થર તથા તલવારોનો વરસાદ વરસી રહ્યો હતો. જાંનિસારોએ આપને પોતાની વચમાં લઇ લીધા. અબુદુજાના [૨] તરત ઢાલ બની ગયા. હઝરત તલહાએ શત્રુઓની તલવારો પોતાના હાથ ઉપર ઝીલી કે એક હાથ કપાઈને નીચે પડી ગયો, કે હજુરની ઝુબાન મુબારકથી નીકળ્યું કે મારી કોમને માફ કરી દેજે, કે તેઓ જે કાંઇ કરી રહ્યા છે, તેનું કારણ અજ્ઞાનતા છે.

(૨) હજુરે હઝરત ખાલિદ (ર) ને બની ઝઝીમાં નામે કબીલામાં ઇશાઅતે ઇસ્લામ માટે મોકલ્યા હતા. હઝરત ખાલિદે ત્યાં તલવાર ચલાવી. જ્યારે હઝુર [સ] ને એ વાતની ખબર થઇ ત્યારે આપે બન્ને હાથ આકાશ સામાં ઉઠાવી કહ્યું કે " ખુદાવંદા ! હું ખાલિદના કામનો ભાગી-

ભાગીદાર નથી, પછી હઝરત અલીને મોકલ્યા આપે દરેક મજલુમનો બદલો વાળી આપ્યો, તે ત્યાં સુધી કે કોઇનો કુતરો પણ મરી ગયો હોય તો તેનો પણ બદલો આપવામાં આવ્યો.

(૩) એક દિવસે આપની જુતી તુટી ગઇ, ત્યારે આપ દુરસ્ત કરવા લાગ્યા, આથી એક અસહાબીએ કહ્યું કે "હઝુર (સ) હું દુરસ્ત કરૂં છું" ત્યારે આપે ફરમાવ્યું કે મને આવી વાત પસંદ નથી એક સફરમાં અસહાબીઓએ રાંધવાનો બંદોબસ્ત કર્યો. જ્યારે કામની વેચણી થઇ. ત્યારે હઝુર (સ) જંગલમાં લાકડા કાપવા ચાલ્યા પરંતુ જ્યારે અસહાબીઓએ ખાલ્યા, ત્યારે આપે ફરમાવ્યું કે "મને આ પસંદ નથી કે હું મને તમારા કરતાં ઉત્તમ ગણું." બદરની ચડાઇ વખતે સવારીની સંપૂર્ણ વ્યવસ્થા નોહતી. જેથી ત્રણ ત્રણ માણુસના ભાગે એક એક ઉંટ આવતો હતો, આથી હઝુર (સ) મેં પણ પોતાની સાથે અન્ય બે માણુસો સામેલ કરી લીધા. આ બન્નેએ અરજ કરી કે 'હઝુર (સ) આપ સવારી કરો અમો પગે ચાલીશું." આપે ફરમાવ્યું કે "નહિ તમો મારાથી વધારે પગે ચાલી શકશો નહિ, તેમ હું તમારા જેટલો સવાબ મેળવી શકું છું. એક સમયે હઝુર (સ) મકકામાં મળેલો માલ વહેંચતા હતા, તે વખતે આપના હાથમાં એક પાતલી લાકડી હતી. આપે એક માણુસને હટાવતાં તેનો છેડો અચાનક તે માણુ-

સના મુખ ઉપર વાગ્યો અને સહેજ ઉઝરડો પણ થયો, આપે ફરમાવ્યું આનો મારાથી બદલો લઈલો તો તેણે કહ્યું "હઝુર હું માફ કરું છું"

(૪) જ્યારે મુસલમાનો હિજરત કરી મદીનામાં આવ્યા, ત્યારે મહાજરીનની કફોડી હાલત જોતાં આપે એક એક મહાજર એક એક અનસારને સોંપી કહ્યું કે "આ તમારા ભાઈઓ છે" આ ઇરશાદની એ અસર થઈ કે દરેક અંસાર પોતાના મહાજર ભાઈને ઘેર લઈ ગયા, અને દરેક વસ્તુનો હીસાબ કરીને કહ્યું કે "આમાં અર્ધ આપનું છે." સઅદ બિન રબીઅને ત્યાં બે સ્ત્રી હતી, તેમણે અબ્દુલરેહમાન બિન ઓફને કહ્યું કે "એકને હું તલાક આપું છું, તમો તેને પોતાની સ્ત્રી બનાવી લો. ત્યારે તેમણે કહ્યું કે "ભાઈ તમારી વસ્તુ તમને મુબારક હો. મને તો માત્ર બજારનો રસ્તો દેખાડી દો." આવી રીતે સામાનના ભાગ પાડયા પછી સર્વેએ હઝુર (સ) ને કહ્યું કે "અમોને અમારી જાગીરોમાંથી પણ અર્ધ આપી દેવાનો હુકમ કરવામાં આવે, પણ હઝુર (સ) મેં તે મંજુર કર્યું નહિ.

(૫) કંદીનો સરદાર ૮૦ હજાર મુસલમાન સવારો સાથે મોટા દબદબા સાથે હઝુર (સ) ને મળવા માટે આવ્યો હતો. તે એવી શાનોશોકત સાથે આવ્યો કે હીરની ચાદરો જેના ઉપર રેશમના સીંજાબ (દોરો) હતી, તે તેમના ખભાઓ ઉપર પડી હતી. હઝુર (સ) મેં ફરમાવ્યું

કે "શું તમો મુસલમાન છો ?" જવાબ આપ્યો "હા" ત્યારે ફરમાવ્યું કે "ત્યારે આ રેશમ કેવું ?" આ વાક્ય ઉપર દરેક સવારે પોત પોતાની ચાદર ફાડી ફાડી જમીન ઉપર નાંખી દીધી.

(૬) એક સમયે એક ભૂખ્યો માણસ આપને ત્યાં મહેમાન થયો. તે વખતે મકાનમાં પાણી વગર અન્ય કાંઈ પણ નોહતું, આથી હઝરત અબુતલ્હા તે મહેમાનને પોતાને ત્યાં લઈ ગયા, તો તેમને ત્યાં પણ બાળકો ખાઈ શકે તેટલુંજ જમવાનું હતું. આપે આપની સ્ત્રીને કહ્યું દસ્તર ખાન પાથરો અને દીવા હોલવી નાંખો. ત્યાર પછી મેહમાન સાથે જમવા બેઠા, અને તેઓ જાણે જમીજ રહ્યા છે. તેમ ભાવ બતાવવા લાગ્યા. એવી રીતે મેહમાનને સર્વે જમણ જમાડી દીધું, અને તેઓ બન્ને જણા (મીયાં બીબી) ભૂખ્યા ઉઠયા.

(૭) જંગે બદરમા મઆઝ નામે એક યુવાન અબુ જહેલને કતલ કરી બીજી બાજુ જવા માંગતો હતો, કે તેના પુત્ર અકદમાંની તલવાર તેના ખભા ઉપર પડી અને આખો હાથ કપાઈ ગયો, પણ તે માંસનો થોડો ભાગ રહી જવાથી લટકી પડયો આથી મઆઝને હાથને એક પગ નીચે દબાવી ખેંચી તોડી ફેંકી દીધો અને પછી યુદ્ધના મેદાનમાં ઝંપલાવ્યું.

(૮) હઝરત હુઝીફા અદવી ફરમાવે છે કે જંગે

તબુકમાં ઘણાં મુસલમાનો શહીદ થયા હતા. મે મારો ભાઈ (કાકાના પુત્ર) મરણની તૈયારીમાં હતો, તેની પાસે પાણીનો પવાલો લઈ ગયો, કે તેની પાસે એક ઝખમી સીપાઈ નામે હસ્સામ બિન આસે પાણીનો પોકાર કર્યો મારા ભાઈએ તેજ વખતે પાણીનો પ્યાલો મને આપી દીધો ને કહ્યું "પહેલાં હશ્શામને પાઓ." તે પણ મરણની તયારીમાં હતો. હું તેને પાણી આપવાની તૈયારીમાં હતો કે ત્રીજા માણસે પાણી માંગ્યું કે ઇશારાથી મને તેને પાણી આપવા કહ્યું. હું તે બાજુ ગયો, અને ત્યાં જતાં માલમ પડ્યું કે તે ઇન્તેકાલ કરી ગયો હતો. હું હશ્શામ પાસે આવ્યો. તો તે પણ સીધાવી ગયો હતો, આથી મારા ભાઇ પાસે આવ્યો, પણ તે પણ મારા પહોચ્યા પહેલાં તેની જીવન દોરી છોડી ચાલ્યો ગયો હતો.

(૨) જંગે અહદમાં મુસલમાનો કાફરો સાથે યુદ્ધ કરી રહ્યા હતા, પરંતુ એક બહાદુર મુસલમાન ઉભો ઉભો બેપરવાઇથી ખજુર ખાઈ રહ્યો હતો, તેણે પૂછ્યું કે હઝુર [સ] હું મરી જઇશ તો કયાં જઇશ" આપે ઉત્તર આપ્યો કે "સ્વર્ગમાં" કે તેણે તરત ખજુરો ફેકી દીધી અને "કોણ વાટ જુવે." કેહતાં તલવાર હાથમાં લઈ મેદા-નમાં કુદી પડયો, અને વઢતાં વઢતાં શહીદ થઇ ગયો.

આ છે કોમની મહાન શક્તિ તથા લાગણી ! કે જેના પરતાપે થોડાકજ વર્ષમાં કયસરે કસરાની મહત્તાને તથા શાનો

શૌકતને હતી નહતી બનાવી દીધી.

**દાવતે ઈસ્લામ**—હદીબીયા મુકામે મુસલમાનો તથા કુરેશીઓ વચ્ચે કરાર થયો હતો કે આવતા વર્ષ સુધી યુદ્ધ થશે નહિ. હઝુર [સ) મેં આ સમયને ગનીમત જાણ્યો, અને રૂમના કયસર, ઇરાનના શાહ, મીસરના અઝીઝ, હબશના શાહ વગેરેને ખાસ એલચીઓ સાથે ઇસ્લામના દાવતનામાં મોકલ્યા. હઝુર (સ) ના લખવાથી બેહરેન, અમાન, નજદ, ગસન, યમન વગેરેના રાજ્યોએ ઈસ્લામ કબુલ કરી લીધો, દમશ્ક અને પનામાના હાકેમોએ ઇન્કાર કર્યો. ઇરાનના શાહે તે મુબારક કાગળને ફાડી નાંખ્યો, મીસરના શાહે તે મુબારક પત્રની ઘણી ઈજ્જત કરી અને કેટલીક ભેટો મોકલી, રૂમના કયસરના દિલમાં ઈમાનનો નુર પ્રગટયો, પરંતુ ઇસાઇ પ્રજાની ધારતીના કારણે કાંઇ કરી શકયો નહિ, હબશના શાહે લખ્યું કે હું ગવાહી આપું છું કે "આપ અલ્લાહના રસુલ છો" આજ સમયમાં અરબસ્તાનમાંથી ૧૦૦ એક ડેપ્યુશનો દરબારે નબુવતમાં હાજર થયા, અને દોલતે ઈમાનથી માલામાલ થઇ પાછા ગયા. આ ડેપ્યુશનોના પરતાપે ઇસ્લામનો પ્રકાશ મુલકના દરેક ખુણામાં ફેલાઇ ગયો.

**મકકાની ફતેહ**—હદીબીયામાં કુરેશીઓએ દસ વર્ષ યુદ્ધ નહિ કરવાનો કરાર કર્યો હતો, પણ બીજેજ વર્ષે તે તલવારથી ફાડી નાંખ્યો. આથી હઝુર (સ) મે મકકા ઉપર

સૈન્ય સાથે જવાનો નિર્ણય કર્યો. અને તા. ૧૦ રમઝાન હી. સ. ૮ માં દસ હઝાર માણસો સાથે તૈયાર થયા. જ્યારે આ સૈન્ય મક્કા પાસે આવ્યું, કે કુરેશીઓની તલવારો નકામી થઇ ગઇ. કારણ જંગે અહદ અને જંગે ખંદકનો સેનાધિપતિ સેવામાં આવી મુસલમાન થઇ ગયો, કે મુસલમાનો માટે ફતેહના બારણા ઉઘડી ગયા. ફતેહમંદ ઇસ્લામી સૈન્ય શહેરમાં દાખલ થતાં તેમનો જલુસ જોવા લાયક હતો, પરંતુ વાલીએ ખલીલ (૨) ની શાન સર્વેથી જુદીજ હતી. હઝુર [સ] ઉંટ ઉપર સ્વાર હતા, અને વિનયના કારણે મસ્તક એટલું બધું નમી ગયું; હતું કે પેશાની મુબારક ઉંટની કાઠીને અડકતી હતી.

જ્યારે ખલીલુલ્લાહનો વારસ હરમે કાબામા દાખલ થયો કે પહેલો આ હુકમ થયો કે હરમે અકદસ (મહાન ઘર) ને મૂર્તિઓની અસરથી પવિત્ર કરવામાં આવે. તે વખતે આપના મુખથી આ આયાત બોલાઇ રહી હતી કે "સત્ય આવ્યો અને અસત્ય નાસી ગયું, કારણ અસત્ય મટવા વાલીજ વસ્તુ હતી."

આનો અમલ થઇ ગયો કે આપ મીમ્બર ઉપર આવ્યા અને ખુદાનો ઉપકાર માની પછી કુરેશીઓને ઉદ્દેશી કહ્યું કે—

" આજે તમારી અજ્ઞાનતાની સમયના સરવે અભિમાનો, સર્વે ખુન, સરવે લોહી વહેવડાવનાર મારા પગ નીચે છે. હે

કુરેશીઓ ! ખુદાએ તમારી અજ્ઞાનતા, સર્વે પ્રકારના અભિમાનો અને ખાનદાની મોટાઇનો નાશ કરી દીધો છે. સાંભળી લો; કે સર્વે માણસ આદમની ઓલાદ છે. અને આદમ માટીનો બનેલો છે."

હઝુર (સ) મીમ્બર ઉપરથી ઉતર્યા ત્યારે તે જાલીમોને હાજર કરવામાં આવ્યા કે જેઓના જીવનનો મોટો સમય ઇસ્લામને મટાડવા, અને મુસલમાનોને સતાવવામાં પસાર થયો હતો. તેમનો એક એક રૂવાટો મુસલમાનોના લોહીથી ખરડાયલો હતો. તેઓને જોતાં હઝુર (સ) એ ફરમાવ્યું કે "જાવો તમોને કોઇને પણ કેદી બનાવવામાં આવતા નથી. તમો સર્વે સ્વતંત્ર છો. જ્યારે તે કેદીઓને મુક્ત કરવામાં આવ્યા ત્યારે ફત્તેહમંદ સનિકો આવ્યા અને અરજ કરવા લાગ્યા કે " અમો અમારી તે માલમતા તથા જાગીરો ઉપર કબજો મેળવી લઇએ કે જે અમો અત્રે છોડયું હતું ! ઉચ વિચાર ધરાવનાર મહાન નબીએ ફરમાવ્યું કે " નહિ, તમોએ ખુદાના માર્ગમાં એક વખતે જેની કુરબાની આપી દીધી છે; તેને બીજીવાર મેળવવાનો દાવો ન કરવો જોઇએ,

**છેલ્લી હજ**—સર્વે અરબસ્તાનના કબીલાઓ કુરેશના ફેંસલાની વાટ જોતા હતા, જ્યારે તેમનો ફેંસલો થઈ ગયો, ત્યારે આખા મુલકે આપની તાબેદારી કબુલ કરી લીધી. આપ એ યતિમ હતા કે જેમની પાસે માત્ર ચાલીસજ બકરીયો હતી. તે આજે આખા અરબસ્તાનના

ધાર્મિક તથા આત્મિક બાદશાહ હતા. ઈસ્લામના ભાગ્યે નિર્દોષનો સીતારો ચમકાવી દીધો. મનુષ્યતાનો બાગ બહારમાં (પ્રફુલ્લતામાં) આવ્યો. લાત અને મનાતની ખુદાઈ જંગલની રેતીમાં મળી ગઈ. મૂર્તિઓનો હુકમ નાશ પામ્યો. શરાબના દરીયા સુકાઈ ગયા, અરબસ્તાનના ખુણા ખુણામાં અઝાનો તકબીરો ગુંજવા લાગી, લોકો ટોળે ટોળે આવવા લાગ્યા અને ઇસ્લામી તોહીદના ઝંડા નીચે સંપ, પ્રેમ, ઈન્સાફ, સહિષ્ણુતા, સરખાપણુ વગેરેનો સંબંધ તાજો કરવા લાગ્યા. જ્યારે ખુદાનો નામ બુલંદ થયો. ખુદાનુ કામ પુર્ણ થયું ત્યારે હઝરત સરદારે આલમે છેલ્લી હજની તૈયારી કરી. આ ખબર જેથી હવામાં ફેલાઇ કે અરબસ્તાનના કબીલાઓના ટોળે ટોળાં નબી (સ) ના નિશાન નીચે આવી એકઠા થવા લાગ્યા. અખિલ વિશ્વના સરકારે કુચનો હુકમ આપ્યો. ફીદા થનારાઓની એક મોટી જમાઅત સાથે હતી, અને તા. ૯ ઝીલહજના રોજ અરફાતના મેદાનને શોભાવ્યો, તો ત્યાં એક લાખ અને ચાલીસ હઝાર ફિદાઈઓ હતા. સૈયદે આલમ (સ) મે ત્યાં આગળ એક એવી વાઅઝ કરીકે જેનો એક એક શબ્દ મનમોહક અને અસરકારક હતો અને તોહીદ અને સમાનતાના નુરને ચમકી રહ્યા હતા" તોહીદે ઇલાહીના સંબંધમાં બોલ્યા પછી ફરમાવ્યું કે "મુસલમાનો ! હું અને તમો બીજી વાર કદાપિ પણ આવી રીતે ભેગા થઈશું નહિ. દરેક

મુસલમાન બીજાનો ભાઇ છે” પછી ફરમાવ્યું “આજે અજ્ઞાનતાના સર્વે રિવાજો મારા પગો નીચે છે નાશ. પામ્યા છે. ખબરદાર ! મારા પછી સીધા માર્ગથી અલગ થશો નહિ કે એક બીજા સામે તલવાર ચલાવવી શરૂ કરી દો, મુસલમાનો ! તમારો માલ, તમારૂ લોહી, તમારી આબરૂ વગેરે એક બીજા પર એવી રીતે હરામ છે, જેવી રીતે આ દિવસ, આ શરીર અને આ મહીનો” પછી ફરમાવ્યું કે લોકો ! તમારી સ્ત્રીઓના સંબંધમાં ખુદાથી ડરો. તમોએ ખુદાના નામની તેમની જુમમેહરી સાથે તમારો આસરો લીધો છે. તેમનો હક અદા કરો, હા ! તમારા ગુલામોને જે તમો ખાવો તે તેમને પણ ખવડાવો અને તમો જે પેહરો તે તેમને પણ પહેરાવો........લોકો ! જો તમો ખુદાની કીતાબને મજબુત પકડશો તો કદાપિ પણ માર્ગ ભુલશો નહિ........મારા પછી ન કોઇ પેગમ્બર થશે ન કોઇ ઉમ્મત.......લોકો ! કયામતના દહાડે મારા સંબંધી તમોને પૂછવામાં આવશે ત્યારે શો જવાબ આપશો ? તે ઉપર સર્વે એક આવાજે પોકારી ઉઠયા કે હઝુર ! આપે ખુદાનો પેગામ પોહચાડી દીધો અને આપે આપની ફરજ અદા કરી દીધી.” તે પછી આપે આકાશ સામાં આંગળી કરી ત્રણવાર ફરમાવ્યું કે “હે ખુદા તું ગવાહરેહજે” હમણાં હઝુર [સ] ખુતબાથી પરવાર્યા પણ નોહતા કે કુર-આને શરીફની છેલ્લી આયત ઉતરી એટલે મલાયક ઇલાહી,

સંપૂર્ણ ધર્મ અને સર્વે ન્યામતનો તાજ લાવ્યા, અને ખાતે મુનનબીને પહેરાવી ગયા. આ વખતે હઝુર (સ) જે ઉંટ ઉપર સવાર હતા, તેનો સામાન એક રૂપીયા કરતાં વધુ કીમતનો નોહતો. જ્યારે હઝુર (સ) હજથી પાછા આવ્યા ત્યારે આપનો આઝાદ કરેલા ગુલામનો પુત્ર અસામા બિનઝયદ આપની પાછળ ઉંટ ઉપર સવાર હતો. અને ફિદા થનારાઓ આજુ બાજુ તકબીરોના નારા લગાવી રહ્યા હતા. આ હજથી કેટલાક અઠવાડીપા પછી તા. ૧૧ સફર મલેકુલમોતે આપની મુલાકાત લીધી. ચૌદ દિવસ આપ બીમાર રહ્યા, તા. ૧૩ રબીઉલઅવ્વલ હી. સ. ૧૧ નો દિવસે ૬૩ વર્ષની વયે આ નાશવંત જગતને મૂકી. અમર લોકમાં ચાલ્યા ગયા.

**ઇન્નાલિલ્લાહે વ ઇન્ના એલયહે રાજેઉન**

છેવટ—વખતે વિચાર થશે કે હઝુર (સ) પોતાની પાછળ કેટલી માલમતા મુકી ગયા હતા? તેના સંબંધમાં હજરત ઉમર બિન હારિસ ફરમાવે છે કે—

" હઝુર (સ) આ જગતમાંથી તશરિફ લઇ ગયા, અને પોતાની પાછળ ન દીરમ મૂક્યો ન દિનાર, ન ગુલામન લોંડી (દાસી) અલબત હઝુર પાસે એક સફેદ ખંજર, હથિયાર અને કેટલીક જમીન હતી. જે હઝુરે સર્વે મુસલમાનોને સોંપી દીધી હતી. "

આ મહાન વફાતથી બે ત્રણ દિવસ પેહલાં જ્યારે આપના આત્માને ઘણી બેચેની થઈ કે હઝુર [સ] ને યાદ

આવ્યું કે હઝરત આયશા [ર] પાસે કેટલાક દિનારો મુકવામાં આવ્યા હતા. ફરમાવ્યું કે તેને હમણાંજ ખેરાત તરીકે આપી દો, કારણ આ ઉત્તમ નથી કે મોહમદ તેના ખાલિકના દરબારમાં જાય અને તેના ઘરમાં અશરફીઓ પડી હોય. સરવરે કાયનાત [ સ ] ની આ નાશવંત જગતને તજી જવાની છેલ્લી રાત આવી. ત્યારે આપનો બખ્તર એક યહુદીને ત્યાં ગીરો હતો, આયશા (ર) એક પાડોશી પાસે તેલ માંગી રહ્યા હતા કે દીવો કરે. જે લુગડામાં આપનો ઇંતેકાલ થયો તેણે ઘણા થીગડા હતા, અને જગતની મહાનમાં મહાન સદકતો અને સચ્ચાઇતો પોકારી પોકારીને કહેતી હતી કે "ખુદાની સૃષ્ટિમાં આજ આખરી પેગમ્બર છે. જેના ચરમાંઓ ઉપર પૂર્વે એને પશ્ચિમની કોમોના તરસ્યા કાફલાના કાફલા થઇ આવશે અને રૂહાનિયત આત્મિક જામ પીપીને હમેશાનું જીવન મેળવશે.

અલ્લા હુમ્મા સલ્લેઅલા સૈયદના મોહંમદીન આલે મોહમદીન વબારિક વસલ્લમ

---



# આભાર

અલહમદો લિલ્લાહ અમારા તબ્લીગી મફ્ત સાહિત્ય માટે અમે ઘણી મહેનત અને જાફીશાની કરી નીચે લખેલા પુસ્તકો પ્રગટ કરી ગુજરાત અને કાઠીઆવાડના ઘણા ખરા શહેરો અને ગામોમાં પોસ્ટ મારફ્ત અને જાતે ફરી મફ્ત વહેંચ્યા છે તેમજ બર્મા અને આફ્રીકાના ઘણા ખરા મુસ્લીમ બંધુઓને પણ મોટી સંખ્યામાં પુસ્તકો મોકલવામાં આવ્યા છે જેથી ઉરદુ ફારસી અને અરબીથી અજાણ ભાઇઓને ઘણીજ સુગમતા થઇ ગઈ છે જેના આભાવમાં આજ સુધી સેંકડો કાગળ અમને મળી ચુકયાં છે.

## પુસ્તકોની યાદી

| | |
|---|---|
| ૧ નાફીદે નમાઝ | ૭ તબ્લીગી મરસીયા |
| ૨ નમાઝુંકા બયાન | ૮ ચિહલ મસાઇલ |
| ૩ ખુદાઇ ઘન્ટ્મટેક્ષ | ૯ મસઅલેઝકાત |
| ૪ મુસલમાન ઓરતોંકા બુલાવા | ૧૦ ફરમાને એહબેબતે |
| ૫ મદીનેકી હુર | ૧૧ સરકારે મહંમદી |
| ૬ ગુરૂ લાલબેગ | ૧૨ મુસલમાનોકે પેગમ્બર |

ઉપરની યાદીના પુસ્તકો જે ભાઇને મંગાવવા હોય તેમણે દર પુસ્તકે એક આનાની ટીકીટ મોકલી પોતાનો પુરોને ચોખ્ખો નામ ઠામ લખવાથી અમે તરત મોકલી આપીશું.



# રેસુલે તબ્લીગે ઈસ્લામ

અહેમદાબાદ ગુજરાતકા કામ મુકદ્દસ મઝહબે ઇસ્લામ ફેલાને ઔર ઊરદુ ફારસી કે ન. જાનનેવાલે મુસ્લીમ ભાઇયોંકી, દિની માલુમાત બઢહાને ઔર મુસલમાન બચ્ચોંમેં નેક આદત પેદા કરે ઔર આમ મઝહબી વાકફિયત બઢહાનેકીગરઝસે સવાનેહ જીવ ચરિત્ર બુઝુર્ગોંને દિન વ. દિગર છોટે છોટે અખલાકી વ. મઝહબી રિસાલે કો શાય અ (છાપકર કરકે. મુફ્ત તકસિમ કરના.

ગાઉં ઔર કસ્બોમેં ઝાતસે ફીરકર તકરીરે વાએઝ સુનાકર ઝરૂરત કે રિસાલે બાંટના યેહી તબ્લીગકા કામ હે આજ તક હમને નમાઝ રોઝા ઝકાત વગેરે પંદરા સોલા રિસાલે મુસ્લીમ મુફ્ત સાહિત્ય છપવા કર હઝારોંકી તે અદાદમેં તમામ ગુજરાત ઔર ઇલાકે બમ્બઇ બલકે હિંદુસ્તાન કે બહાર આફ્રીકા બરમાતકસે માંગ આઇ ઔર વહાં ભેજે ગએ જીસકા બોહત અચ્છા અસર હુવા ઔર સેંકડો શુકરીએ કે ખત આએ વોહ હમારે પાસ મવજુદહે અબ ઇસકારે ખેરકો ચાલુ રખને કે વાસ્તે હરેક સાહેબે ઝકાત ખેરાત ભાઇકી મદદ દરકાર હે વોહ અપના ખેરાતસે ઇસ તબ્લીગ કે કામ મે ભી કુચ્છ દેકર સ્વાબે અઝીમ હાંસીલ કરેં ફકત.

કુરબતી શાહ નિઝામી

કડીયાકુઇ : અહમદાબાદ.